Real Patidar
Unravel Truth
Digitally signed by Real Patidar
DN: cn=Real Patidar,
o=realpatidar.com, ou,
email=mail@realpatidar.com,
c=IN
Date: 2021.09.27 17:38:59 +05'30'

# OE 72 – Time to close the window for accepting Satpanthis / સતપંથીઓને સ્વીકારવાની બારી બંધ કરવાનો સમય હવે પાકી ગયો છે.

**Date: 27-Sep-2021 - આ તરણ ફોટાઓ ધ્યાનથી જૂવો …**




*ફોટો ૧ – પિરાણા સતપંથના સૈયદ શમશુદ્દીન અહમદ અલી ખાકી ની કબર*




*ફોટો ૨ – કબરની પાછળ પિરાણની એક મસ્જિદ*




*ફોટો ૩ – પિરાણા સતપંથના ગાદીપતિ ગંગારામ ઉર્ફે જ્ઞાનેશ્વર કાકા*

ઉપરના ફોટાઓમાં જે વ્યક્તિ ક્રમં ૧ દેખાય છે એ છે પીરણાના સૈયદ સલાઉદ્દીન ખાકી છે. તેમની સાથે વ્યક્તિ ક્ર ૩ જે છે એ છે સૈયદ નજર અલી. પહેલા ફોટોમાં તમે જોશો તો તમને દેખાશે કે સૈયદ શમશુદ્દીન અહમદ અલી ખાકીની કબરની પૂજા કરતા ઘણાં કચ્છ કડવા પાટીદાર સમાજના કણબી દેખાશે.

## <u>તો હવે વિચારવાનું એ છે કે;</u>

સૈયદ સલ્લાલુંદ્દિન બાવા અને નઝર અલી સૈયદ સાથે જે એક કચ્છી કણબીએ કેસરી ખેસ અને પાઘડી પહેરેલ છે, સાથે બીજા કચ્છી કણબીઓ પણ છે. તેઓ કબરની પૂજા સાથે કઇંક કઇ કરી રહ્યા છે અને ત્યાં પાછળ પિરાણાની મસ્જિદ પણ સ્પષ્ટ દેખાય છે.

એજ વ્યક્તિ ક્ર ૨ છે જે ત્રણે ફોટોમાં દેખાય છે એ ત્રીજા ફોટોમાં ગંગારામ "કાકા" (વ્યક્તિ ક્ર ૪) સાથે પણ દેખાય છે... પહલા અને બીજા ફોટોમાં મુસ્લિમ કબર પાસે પૂજા જેવુ કંઇક કરી રહ્યા છે....

**માટે સવાલ એ થાય કે જ્યારે કચ્છી કણબી એ પાટીદાર જ્ઞાતિ છે, અને પાટીદાર જ્ઞાતિ હિન્દુ છે, તો મુસ્લિમનું ધાર્મિક સ્થાન મસ્જિદમાં મુસ્લિમ સૈયદો સાથે શા માટે છે....?**

એ નક્કી છે કે ધાર્મિક રીતે હિન્દુનો મુસ્લિમ સાથે કોઈ જ મેળ નથી.... તેમ છતાં પીરાણા મુસ્લિમ ટ્રસ્ટ કે જેનું નામ **"ઇમામશાહ બાવા રોજા સંસ્થાન કમિટી"** ટ્રસ્ટ છે... અને માત્ર નામથી જ પરખાય જાય છે કે તે મુસ્લિમ ધાર્મિક ટ્રસ્ટ છે, **એવા મુસ્લિમ ધાર્મિક ટ્રસ્ટમાં ટ્રસ્ટી તરીકે કચ્છી કણબી પાટીદારો એટલે કે હિન્દુ આઠ અને મુસ્લિમ સૈયદો ત્રણ હોય છે. એવું શા માટે....!!!?**

આમ જેનો મુસ્લિમ સાથે સીધો ધાર્મિક નાતો હોય તો પછી શા માટે હિન્દુ કહેડાવે? એ જ મોટો સવાલ છે. **માટે જ કચ્છી કણબી સમાજમાં એવા કચ્છી પાટીદારોનો વિરોધ ચાલે છે.** જેને તરફદારી, અમુક સ્વઘોષિત બૌદ્ધિકો, એકતા સંપ સંગઠનની આડમાં કરે છે. આના કારણે બહોળા હિન્દુ સમુદાયની ધાર્મિક લાગણીઓ દુભાય છે અને ક્રોધ તેમજ આક્રોશ અનુભવે છે.

સાચી એકતા સાધ્વી હોય તો, ખરેખર તો એ સતપંથીઓ સનાતની બની જાય તો સહજતાથી સમાજમાં એકતા તરત થઈ જશે. મખ્ય સવાલ એ છે કે, જો સતપંથીઓ પોતાને હિન્દુ કહેડાવતા હોય, તો પછી તેમણે હિન્દુ બનવામાં વાંધો શુ છે? અને **જો એ સતપંથને વળગી રહેવા માંગતા હોય, તો તેમની નિષ્ઠા હિન્દુ ધર્મ પ્રત્યે કેટલી સાચી?** પોતે વિચારી લેજો.

આ તો પાકિસ્તાન જેવું છે. એક બાજુ આતંકવાદીઓની સામે લડવા માટે વિશ્વ પાસેથી પૈસા લે અને બીજી બાજુ અફઘાનિસ્તાનના આતંકવાદીઓને પોતાના ઘરે સંરક્ષણ આપે એના જેવી ચાલ છે. મુસલમાનોથી પિરાણા સતપંથની રક્ષાનો ડોળ કરીને VHP, RSS અને હિન્દુ સાધુ સંતો પાસેથી મદદ લે છે અને બીજી બાજુ અંદરખાને મુસલમાન સૈયદોના ખોળામાં બેઠા છે.

**ગંગારામ કાકા પોતે કચ્છી કણબી સમાજના છે. પોતાને હિન્દુ કહેડાવે છે તો પછી શા માટે સતપંથ છોડી સનાતની બનવા માટે લોકોને પ્રેરિત નથી કરતા?**

જો સતપંથીઓ સનાતની થઈ શકે નહિ તો કોઈએ તેને ભેળવવા કે તેની વકીલાત કરવાની કોઈ જ જરૂર નથી....

જો સતપંથી સાચા હિન્દુ હોય તો મુસ્લિમો સાથે કેમ વ્યવહાર રાખે છે? કેમ મુસ્લિમ સૈયદો સાથે રહે છે? શા માટે કબ્રસ્થાનમાં કબરોની પૂજા કરે છે? શા માટે મસ્જિદોમાં જોવા મળે છે? **એ સતપંથીઓ જ વિચારે....**

કારણ કે વિક્રમ સંવત ૧૮૩૨થી શ્રી કેશરા પરમેશ્વરાશ્રીએ સૌ પ્રથમ કણબીઓને સતપંથમાંથી છોડાવી સ્વામિનારાયણ પંથમાં લઈ ગયા... આમ ૨૪૭ વર્ષ પૂર્વે જ શ્રી કેશરા પરમેશ્વરા બાપા પહેલા સમાજ તોડુ હતા....

તે પછી નારાયણ બાપાએ અમુક લોકોને આર્ય સમાજમાં લઈ ગયા અને ફરી સમાજ તોડી. તે પછી શ્રી રતનશી બાપાએ જ્ઞાતિના બહોળા વર્ગને લક્ષ્મીનારાયણ પરંપરામાં લઈ ગયા અને એમને પણ સમાજ તોડી. આવી રીતે ધીમે ધીમે સમસ્ત જ્ઞાતિ સતપંથ છોડી સનાતન ધર્મના પ્રવાહમાં ભળી ગઈ છે. જેની શરૂઆતને આજે 247 વર્ષો વહી ગયા છે....

**આમ કરતાં કરતાં આજે માંડ બાર કે તેર હજાર જ જેવા સતપંથી સનાતની થવામાં બાકી રહી ગયા છે.... એવા બાકી રહેલ સતપંથીઓના કારણે જ સમાજમાં એકતા અને અખંડિતતા થઈ શકતી નથી....**

માટે હાલે છેલ્લાં બાર બાર વર્ષથી હાલના સ્પષ્ટ સનાતનીઓ **પૂર્વજોની બતાવેલ દિશાને અનુસરવાનું સ્પષ્ટ કહે છે**.... તો એમાં ખોટું શું છે...!!!!?

**તેથી જ કેટલાય શાંત સમજુ સતપંથી પરિવારો સમાજની એકતા માટે પોતાની જાત સાથે સમજણ કેળવીને પણ સનાતની થયા, તેઓ ખરેખર વંદનીય અને ધન્યવાદને પાત્ર છે.**

એમ બાકીના સતપંથીઓને 247 વર્ષો અને આ છેલ્લાં બાર વર્ષ સનાતની થઇ જવાનો મોકો આપ્યો છે....

## તો હજુ કેટલો સમય આપવો? એ ચિંતન અને વિચાર માંગી લે એવી નરી હકીકત છે....

માટે હવે શ્રી કેન્દ્રીય સમાજ, શ્રી ઉમિયા સંસ્થાન વાંઢાય અને શ્રી સંસ્કારધામ ત્રણે ભેગા મળી કઇક વિચારવું પડશે...

કારણ કે, **સતપંથ છોડી સનાતની તરીકે સ્વીકારવાની બારી હવે ત્રણે સંસ્થાઓએ મળીને બંધ કરવાનો સમય હવે પાકી ગયો છે...** જો એ બારી બંધ નહિ થાય તો સમાજમાં એકતા નહિ જ આવે... કારણ કે સતપંથીઓ કોઈને કોઇ ખટપટ કરવાનું ચાલુ જ રાખશે....

**કેટલાં વર્ષ હજુ સતપંથી સનાતની થાય એની રાહ જોઈશું...?** માટે બે વર્ષ, ચાર વર્ષ કે છ વર્ષ, ક્યારેક તો બારી બંધ કરવા મનોમંથન અને ચિંતનો કરી કરીને કોઇ નિર્ણય પર આવવું જ પડે એ સમયની માંગ પણ છે...

**તેમજ સતપંથીઓ માત્ર સનાતની થઈ સમાજની એકતા માટે એટલું જ બલિદાન આપે એ સમયની માંગ છે....**

અસ્તુ....

સમાજના એક સાચા બૌદ્ધિક તરફથી આવેલ સચોટ લેખ

https://archive.org/details/rpoe72